જગતના વિધાયકો

૨૩૧૯૮

એડોલ્ફ

# હિટલર



પ્રકાશક : **સી. એમ. શાહ,** સ્વસ્તિક બુક ડેપો,

મંત્રી હાઉસ, ઓપેરા હાઉસ સામે, **મુંબઇ.**



મુદ્રક : અમૃતલાલ પ્રભાશંકર સાતા,

સ્ટેટ્સ પીપલ પ્રેસ, ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઇ

# નિવેદન

આ ગ્રંથમાળાનો હેતુ ગુજરાતી વાંચકોને જગપ્રસિદ્ધ રાજપુરૂષોનો જેમ બને તેમ ટૂંકો પણ હકિકતથી ભરેલો સુંદર અને સચોટ જીવનપરિચય આપવાનો છે. આ પુસ્તક, ગ્રંથમાળાનું પહેલું પુસ્તક છે. અમે આશા રાખીએ છીએ કે ગુજરાતની જનતા આ ગ્રંથમાળાને અપનાવી લઈને અમારા કાર્યમાં સહાય કરશે.

આ પુસ્તક હિટલર વિષે અંગ્રેજીના લખાયેલા જુદા જુદા આધારપાત્ર તથા હિટલરે જાતે લખેલા પુસ્તક 'મેઈન કામ્ફ' માંથી તારવી લેવામાં આવ્યું છે.

અમને ખાત્રી છે કે હિટલરની જીવનકથા વાંચકોને વાસ્તવિક ખ્યાલ આપવામાં મદદગાર નિવડશે. આ પછીનું અમારૂં પ્રકાશન સ્ટેલિનના જીવન વિષેનું ટૂંક સમયમાં બહાર પડશે.

પ્રકાશક

કેટલાક માણસો એવા હોય છે કે જેઓ કંગાળ માબાપને ત્યાં જન્મ લઇ, ગરીબીમાં સબડી, પોતે દુઃખી થઇ, બીજાને દુઃખી કરીને ભાગ્યબળથી આગળ વધી દુનિયાના ઢોલ ઉપર પોતાના નામનો ડંકો બજાવે છે. હિટલર પણ આવા માણસોમાંનો એક છે. તે મધ્યમ કુટુંબમાં જન્મી, જીર્ણ જીવન વિતાવી, પારાવાર કષ્ટો સહન કરીને આજે જર્મનોનો સરમુખત્યાર બનીને સૃષ્ટિ ઉપર એકહથ્થુ શાસન કરવાનાં સ્વપ્નમાં રાચી રહ્યો છે અને એ સ્વપ્ન-સિદ્ધિ ખાતર આજે એણે સંહારલીલાનો આશરો લીધો છે. વિશ્વ ઉપર જર્મનોનું વર્ચસ્વ સ્થાપવા માટે એણે યુરોપના અનેક નાના નાના દેશોના દિલની આંધળી કત્લ કરી નાખી છે, એની સંહારક સેના સાથે એ હજુ આગળને આગળ વધતો જ જાય છે, એની એ કાળકૂચ ક્યાં અને ક્યારે અટકશે એ તો સમય આપોઆપ કહી દેશે.

હિટલર–પોતાની મહત્વાકાંક્ષાને મૂર્તિમંત કરવા માટે ધરતીને ધરતીના જ સંતાનોના રક્તથી રંગી નાખનાર હિટલરનું જીવન અનેક ચમત્કારોથી ભરેલું છે.

તે નાઝી પક્ષનો નેતા, જર્મન સૈન્ય, નૌકા અને વિમાની દળનો મહા સેનાપતિ, અને ત્રીજા 'રિશ' નો ઉત્પાદક, ચેન્સેલર તથા પ્રમુખ છે. ઓસ્ટ્રિયાનો એક ચિતારો પ્રગતિના સોપાન વટાવી સત્તા તથા

કીર્તિના શિખરે કેવી રીતે પહોંચ્યો? તે સાત કરોડ જર્મનોનો સરમુખત્યાર કેવી રીતે બન્યો? એટલું જ નહિ પણ તે આજે શા માટે નરરાક્ષસનો વેશ લઈને યુરોપીય ધરતી ઉપર રક્તની નદીઓ વહાવી રહ્યો છે?...આ પ્રશ્નોની પાછળ હિટલરના જીવનની વિચિત્ર ગૂંચો પડેલી છે.

ઘણાં માણસોએ હિટલરને રૂપેરી ચાદર ઉપર ઉગ્ર વક્તા તરીકે, કે તેના લશ્કરની સલામી ઝીલતો નીહાળ્યો હશે. એના ભાષણો કે એણે લખેલું મેઇન કામ્ફ પુસ્તક વાંચ્યું હશે, પણ એથી એના જીવનનો વાસ્તવ–ખ્યાલ આવવો મુશ્કેલ છે. એનું વાસ્તવિક જીવન જાણવા માટે તો આપણે એના જીવનની ઊંડાણમાં ડોકિયું કરવું પડશે.

એ ઘણો ખરો વખત મ્યુનિચના સીમાડે આવેલા તેના બંગલાના આરામખંડમાં ગાળે છે. આ બંગલો રોનકદાર રાજમહેલ જેવો નથી, પણ સાદો સામાન્ય માણસના દરજ્જાને છાજે એવો કલાત્મક બંગલો છે. તેના બંગલાની આસપાસ ચોવીસે કલાક છૂપી પોલીસની નજર ફરી વળતી હોય છે.

તે ઘણું ઓછું બોલે છે, પણ બોલે છે ત્યારે કૂતરાની માફક હાઉ હાઉ કરતો ભભકી ઉઠે છે. વાતચીતમાં તે વારંવાર સિંહની જેમ ગર્જનાઓ કરે છે અને ગધેડાની જેમ જમીન ઉપર આળોટી પડે છે. કોઇ કોઇવાર તો તે કલાકોના કલાક સુધી એકજ આસને બેસી રહી ગાયની જેમ વિચારો વાગોળ્યા કરે છે.

હિટલર અર્ધપશુ છે તેમજ તે અર્ધસન્યાસી પણ છે. તે માંસ, સીગારેટ કે શરાબને અડકતો સુદ્ધાં નથી. તે માત્ર શાકાહારી છે. તે ભાગ્યે જ ચા કે કોફી પીએ છે. તેને ચોકલેટનું પીણું ખુબ ભાવે છે. મ્યુનિચમાં એવા ઘણાં રેસ્ટોરન્ટ છે કે જેમાં હિટલર માટે ખાસ અલગ ખંડ રાખવામાં આવ્યા છે. વારંવાર હિટલર આ રેસ્ટોરન્ટોમાં જઇને ચોકલેટનું પીણું પી આવે છે, અને એ પીતાં પીતાં તે રેસ્ટોરન્ટોમાં આવતા જતા લોકોના વિવિધ જીવનનો અભ્યાસ કરે છે.

હિટલર માંસ આદિ તેજીલા આહારને અડકતો નથી છતાં તે ચણોઠી જેવો લાલચૂમ રહે છે. તેનામાં સ્ફૂર્તિ જાળવી રાખવાની અજબ આવડત છે. તે મુસાફરીએ નીકળે છે ત્યારે ટ્રેનમાં કે વિમાનમાં શાંત ચિત્તે બેસી રહે છે, તેના ખાનગી મંત્રી સાથે પણ તે ટોળટપ્પા મારતો નથી, પણ તક આવે છે ત્યારે તે સંઘરી રાખેલી શક્તિનો બરાબર ઉપયોગ કરે છે. હક્ક વિના તાકાતને વેડફી નાખવામાં તે માનતો નથી. તેના મિત્રો કહે છે કે હિટલર રમુજનો રસસાગર પણ છે. તે ખુશમિજાજમાં હોય છે ત્યારે મિત્રમંડળી સમક્ષ હાસ્યની મિઠાઈઓ પીરસી સતત હસાવ્યા કરે છે.

તે સંગીત અને શિલ્પનો પ્રેમી છે જ્યારે તે કંટાળી ગયો હોય છે ત્યારે તે સંગીતના મોજા ઉપર ઉડી થાકને હળવો કરે છે. રાતે ઉંઘ આવતી ન હોય ત્યારે પણ તે સંગીતકારને બોલાવી તેની પાસે માનીતા ગીતો ગવરાવે છે. તે સીનેમાનો પણ શોખીન છે. તેણે 'લાઇવ્ઝ ઓફ બંગાલ લાન્સર્સ' નામની ફીલ્મ લાગલાગટ ત્રણ રાતો સુધી જોઇ હતી. મોટર—ઉદ્યોગના વિકાસમાં પણ તે ઘણો રસ લે છે. આજે એના ઉત્તેજનથી જર્મનીમાં 'મોટર—રેઇસીંગ'નો વિકાસ થયો છે.

તે શિલ્પકલા—નિષ્ણાત છે. તે સરકારી કચેરીઓના મકાનોના નકશા દોરે છે, અને તેના સાથીદાર શિલ્પકાર પ્રોફેસર સ્પીયરની સલાહ લઇ તેમાં સુધારાવધારા કરી નકશા મુજબ કચેરીઓના બાંધકામ કરવાની આજ્ઞા કરે છે. આધુનિક બર્લિનની નવી રચનામાં તેની સાદી પણ સુંદર શિલ્પકલાના પ્રતિબિંબો વેરાયલા છે. તેણે નૂરેનબર્ગમાં ૯૦,૦૦૦ પ્રેક્ષકો આરામથી બેસી શકે એવો વિશાળ કોંગ્રેસ હોલ તૈયાર કર્યો છે.

હિટલરને બાળકો અને કૂતરાંની પીઠ પંપાળવાની બહુ ટેવ છે. બાળકો સાથે નાચવા કૂદવામાં ને તેમને તમાચો મારી રડાવવામાં અને રડતા બાળકોના વદન નીરખવામાં હિટલરને ઘણી મજા પડે છે. તેને મોટી મોટી મિત્રમંડળીઓમાં બેસવું ગમતું નથી. તે વારં-

વાર દસ કે બાર જેટલા મિત્રોને પોતાને ત્યાં નોંતરી નાના નાના ભોજન સમારંભો યોજી તેમની સાથે હળવા વિષયોની નાજુક ચર્ચા કરે છે. હિટલરના રસાલાના ફક્ત બે માણસો અગાઉથી રજા લીધા વિના તેની પાસે સીધા જઇ શકે છે. બીજા માણસો પછી તેઓ ગમે તેવો મોટો હોદ્દો ધરાવતા હોય તો પણ તેની પાસે સીધાસટ જવાની હિંમત કરી શકતા નથી, અને તેઓ હિટલરને મળે છે ત્યારે ખુબજ વિનય વિવેક દાખવી વાતચીત કરે છે. મહિલાઓની સભામાં તેને 'મહિલાઓને હું તમારો છું અને તમે મારા છો' એમ કહેવાની આદત છે. તે પ્રભાવશાળી વક્તા છે. તે ભાષણ કરે છે ત્યારે પર્વતની ટોચ પરથી શિલાઓ ગબડતી હોય તેમ તેના મોઢામાંથી શબ્દો નીકળે છે. તે એવી પ્રચંડ ગર્જનાઓ કરે છે, જર્મનોના નામે એવી દલીલો કરે છે કે પ્રેક્ષકો આસપાસનું ભાન ભૂલીને તેના ભાષણમાં એકરસ થઇ જાય છે.

કેટલાકો એમ કહે છે કે હિટલર બાળ બ્રહ્મચારી છે પણ એ કથન ચર્ચાસ્પદ છે. હિટલરે હજુ સુધી લગ્ન કર્યું નથી. તેના સાથીદારોએ હિટલરને લગ્ન માટે અનેક લાવણ્યભરી લલનાઓનો પરિચય કરાવ્યો હતો; પરંતુ તેણે લગ્ન કરી વિલાસની કુંજમાં શકિતઓ વેડફી નાખવાની ના પાડી હતી. આમ છતાં હિટલર સુંદરીઓનો સુંવાળો સહચાર સેવતો હોવ એમ જણાય છે. હિટલરના જીવનના કુંડમાં આજ સુધીમાં માત્ર બે લલનાઓ પ્રેમપંકજ ઉગાડી શકી છે. એમનાં નામ યુનીટી ફ્રીમેન મીટફોર્ડ અને મીસીસ ડીઆના ગીનેસ (લેડી મોસ્લે) છે. હિટલરને એક કાફેમાં મીસ મીટફોર્ડ સાથે પહેલી મુલાકાત થઇ હતી, અને એ મુલાકાતમાંથી સ્નેહ જન્મ્યો હતો. એ સ્નેહ ઉત્તરોત્તર એટલો બધો ગાઢ થયો હતો કે જ્યારે મીસ મીટફોર્ડ માંદગીના બિછાને પટકાઇ પડી ત્યારે હિટલરે તેની તબીયતના ખબર અંતર જાણવા માટે તેના તથા મીસ મીટફોર્ડના બંગલા વચ્ચે ખાસ ટેલીફોન લાઇન ગોઠવવાની તજવીજ કરી હતી.

હિટલર લાગણી–પ્રધાન છે. તે કોઇ કોઇ પ્રસંગે લાગણીથી એવો વિવશ બની જાય છે કે તે ડુસ્કે ડુસ્કે રડી પડે છે. હિટલરે તેના એક મિત્રને જણાવ્યું હતું કે મારી આ નબળાઇથી મને ઘણી શરમ આવે છે. તે આમ છતાં ભારે ક્રૂર, ઘાતકી અને અવિચારી છે. તે પકડેલા પૂછડાને અંત સુધી પણ છોડતો નથી. તે અવ્યવહારૂ અવનિનો પ્રવાસી છે. તેના નિર્ણયોની આડે તેનો કોઇ પણ સલાહકાર આવી શકતો નથી અને તેથી જ તેણે તેના સલાહકારોની અવગણના કરીને ઓસ્ટ્રિયાનો કબજો મેળવી લીધો હતો.

તે તેના અંગત માણસોમાં પણ વિશ્વાસ મૂકતો નથી. જ્યાં ત્યાં તે શંકાના સૈનિકો નાચતા જુવે છે, અને આ સ્વભાવની ડાકણને વશ થઇને તેણે ૧૯૩૪ ની સાલમાં છૂપા લશ્કરના (એસ. એ.) સેનાપતિઓની ચળવળને ચાલાકી ગણીને સેંકડો માણસોના માથા ધડથી જુદા કરી નાંખ્યા.

હિટલરે યહૂદીઓને જર્મનીના કટ્ટા શત્રુ ગણીને તેમનું કાસળ કાઢી નાંખ્યું. તે એમ માનતો કે યહૂદીઓ જર્મન પ્રજાની પ્રગતિને અંતરાય રૂપ છે, અને તેથી જ તેણે યહૂદીઓને નસાડી મૂકી જર્મનિ ઉપરથી આંતરરાષ્ટ્રીય પૂંજીપતિઓની સત્તાની સાંકળ તોડી નાખી. પરિણામે તેને અઢળક દોલત મળી અને પોતાના માણસોને ખટાવવા માટે સરકારી કચેરીઓમાં મહત્વની જગ્યાઓ મળી.

જર્મનિ ઉપર પોતાના એકલાનું વર્ચસ્વ સ્થાપવા માટે તેણે ભોળી માનવતાને ઠોકરે ચડાવી નાગરિક સ્વાતંત્ર્ય ઉપર તરાપ મારી, રાજતંત્રમાં અમાનુષી દમનના તત્વો દાખલ કર્યા, અને યહૂદીઓ સામે ઝનૂની ઝુંબેશ ઉપાડી. આજે તો તેણે જગતસ્વામી બનવાની ધૂનમાં ને ધૂનમાં નિર્દોષ સ્ત્રી–પુરૂષો અને બાળકો ઉપર ભીષણ બોમમારા ચલાવી, પરસેવો પાડીને શ્રમજીવી વર્ગે ભેગી કરેલી પવિત્ર મૂડી–મિલકતો ઉપર તોપગોળા અને ટોરપીડો ફેંકી માનવતાને રક્તના મહાસાગરમાં ઝબોળી રહ્યો છે.

એનો જન્મ ૧૮૮૯ ની તા. ૨૦ મી એપ્રિલે બ્રોનો ગામમાં થયો હતો. આ ગામ જર્મની અને ઓસ્ટ્રિયાની સીમા પર આવેલું છે. આ ગામની ભૌગોલિક રચનાએ હિટલરના ભાવિ જીવનના ઘડતરમાં મુખ્ય હિસ્સો આપેલો છે. હિટલરના પિતા સાધારણ આબકારી અમલદાર હતા. એમનો વિચાર હિટલરને ભણાવી ગણાવી એમના જેવો જ અમલદાર બનાવવાનો હતો, પરંતુ બાળપણથી જ હિટલરને સ્વછંદી, તોફાની અને તુમાખી જોઈને તેમના વૃદ્ધ દિલને ભારે દુઃખ થતું.

એટલામાં હિટલરના પિતાની બદલી લીંઝ થઈ. હિટલરને અહિંની એક શાળામાં દાખલ કરવામાં આવ્યો પણ તે શાળામાં જવાને બદલે ખુલ્લાં મેદાનોમાં રમવા માટે નાસી જતો. તે નદિના પટાંગણોમાં ઘૂમતો, ઝાડ પર ચડતો કે ડાળ પર વિશ્રામ લઈ રહેલાં પંખીઓને ઉરાડી આનંદ માણતો. ઘર કે નિશાળ તેને પાંજરાની જેમ સાલતા. તેને રઝળપાટ અને રમતગમતોનો ભારે શોખ હતો. નિશાળીયાઓને ભેગા કરી તે તેમનો નેતા બનતો. તેમના ઉપર ઉપરી અધિકારી જેવો દાબ રાખતો અને પોતામાં બીજા નિશાળીયાઓ કરતાં કંઈક ઉચ્ચ તત્વ છે એમ માની છાતી ફુલાવીને ચાલતો. તે નિશાળમાં પણ સખણો બેસતો નહિ. ઘણીવાર તે તેના વર્ગ શિક્ષકના બંધનોનો ઇન્કાર કરીને તેમની સામે થઈ જતો. હિટલરની આ ઉદ્ધત વર્તણુંક તેના માતપિતાની ચિંતાનો વિષય બની ગઈ હતી.

તે કજીયાખોર પણ એટલો જ હતો. તેના સહવિદ્યાર્થીઓ સાથે કોઈ કારણસર ઝઘડો થતો તો તે મારામારી કર્યા વગર ઘેર પાછો આવતો જ નહિ.

હિટલરને ચિત્રકલાનો અનહદ શોખ હતો; અને ભવિષ્યમાં ચિત્રકાર બનવાનો તેણે તેના મન સાથે સંકલ્પ પણ કરી લીધો હતો. એકવાર તેણે તેના પિતા પાસે ચિત્રકાર થવાની ઇચ્છા વ્યક્ત કરી ત્યારે તેમને આઘાત લાગ્યો હતો. તેઓ તેના પુત્રને ચિત્રકાર તરીકે જોવા ઇચ્છતા

નહોતા. નિશાળમાં પણ તે પોતાના પ્રિય વિષયો જેવા કે ચિત્રકલા, ભૂગોળ અને ઇતિહાસ પ્રત્યે જ ધ્યાન આપતો. બાકીના વિષયોને તે અડકતો જ નહિ. તે આ ત્રણ વિષયોમાં આખા વર્ગમાં સૌથી વધુ ટોકડા મેળવીને એ વિષયના શિક્ષકોનું પ્રિયપાત્ર થઇ પડયો હતો.

આમને આમ તે તેર વર્ષની ઉંમરનો થયો ત્યારે તેના પિતાનું અવસાન થયું. હવે હિટલરની માતા ઉપર સંસાર જીવનનો ભાર આવી પડયો. હિટલર હજૂ ઉધ્ધત રહ્યો હતો, તે પછી માંદો પડવાથી તેના શિક્ષણનો પ્રશ્ન મોકુફ રહ્યો. હિટલરની આ માંદગીએ તેની માતાનું આરોગ્યધન ચૂસી લીધું અને તે પણ આખરે આ દુનિયાને છોડી ચાલી ગઇ. આ વખતે હિટલરની ઉંમર ૧૮ વર્ષની હતી. તે પૂરૂં ભણ્યો પણ નહિ.

હવે હિટલર અનાથ થઇ ગયો. તે વિયેના ગયો. વિયેનામાં તેને પેટગુજારા માટે પારાવાર વિપત્તિઓનો સામનો કરવો પડયો અને એ વિપત્તિઓએ તેની વિચાર શકિત ઉપર નવો ઓપ ચઢાવ્યો.

શરૂઆતમાં હિટલર ચૂનાના તગારા ઉચકી પેટ પૂરતું અન્ન મેળવવા લાગ્યો. ત્રણ વર્ષ સુધી તેને કારમી મજૂરી કરીને કંગાલમાં કંગાલ કામદાર તરીકે જીવન વિતાવવાની ફરજ પડી હતી. આ સમય દરમ્યાન તેને મૂડી–મજૂરીના પ્રશ્નોનો અભ્યાસ કરવાની અણમોલ તક મળી ગઇ. કામદારોની રહેણી કરણીનું અવલોકન કરતાં તેને એમ જણાયું હતું કે કામદારોનો ઉધ્ધાર કરવા માટે સૌથી પહેલાં તેમની સામાજિક સ્થિતિ સુધારવી જોઇએ. સમાજના દરેક મનુષ્ય માટે શિક્ષણનો એવો પ્રબંધ કરવો જોઇએ કે જેથી તેઓ સ્વદેશની આર્થિક, સાંસ્કૃતિક તથા રાજકીય મહત્વને વિસ્તારપૂર્વક સમજી શકે.

વિયેના વિલાસની લીલાભૂમિ હતું. અહિં હિટલરને એ વિલાસ, રંગરાગ અને હાસ્યચમકારની પાછળ જર્મન પ્રજાની પડતીના પડઘા સંભળાયા. તે ફૂરસદના સમયમાં જૂદા જૂદા પાદાના પુસ્તકો વાંચવા લાગ્યો. વળી વિયેનાના દૈનિક જીવનમાં પણ રસ લેવા માંડયો. ગુપ્ત

મંડળોના સમાગમમાં આવવા લાગ્યો અને એમાંથી એના દિલને, એની વિચારશકિતને અને એના બુધ્ધિબળને મૂંઝવી રહેલા અનેક પ્રશ્નનો ઉકેલ મળી ગયો. તેને જર્મનીના ઉધ્ધારક બનવાની તાલાવેલી લાગી. તે સાંજે થાકીને લોથપોથ થઇને ઘેર (લોજીંગ હાઉસ) આવતો અને નિદ્રાવશ થવાની તૈયારી કરતો ત્યારે તે જર્મનીના તારણહાર થવાની આશામાં આળોટી, મન સાથે અનેક વાતો અને નિશ્ચયો કરી નિદ્રાવશ થઇ જતો.

એકવાર એક મોટા મકાનનું બાંધકામ ચાલતું હતું. હિટલર ત્યાં મજૂરી કરતો હતો, એવામાં તેને સ્પેશિયલ ડેમોક્રેટિક ટ્રેડ યુનિયનના સભ્ય બનવાનું કહેવામાં આવ્યું પણ તેણે સભ્ય બનવાનો ઇન્કાર કરતા તેને પાણિચું આપવામાં આવ્યું. આવી રીતે બે ત્રણ વાર હિટલરને નોકરીમાંથી રૂખસદ મળવાથી તેના દિલમાં અપમાનની આગ ભભૂકી ઉઠી. તે બેકાર બન્યો. વિટંબણાઓ તેને ઘેરી વળી. તે ભિખારીની કક્ષા ઉપર ઉતરી પડયો.

તેણે એકવીશ વર્ષની ઉંમરે તગારા ઉચકવાનો કપરો ધંધો મૂકી નવા ક્ષેત્રમાં–ચિત્રકલાના ક્ષેત્રમાં ઝંપલાવ્યું. તેને ધીમે ધીમે ચિત્રકલાનું કામકાજ પણ મળવા માંડયું, અને આ ધંધામાં તેણે એટલી બધી પ્રવિણતા મેળવી કે તેની આંખો સામેથી ભૂખમરાનો ભય દૂર થઇ ગયો. આ ધંધામાં તેને આરામનો ઘણો સમય મળતો અને તે દરમ્યાન તેણે સંખ્યાબંધ પુસ્તકો વાંચી નાખ્યા. તે આખરે એવા વિચાર ઉપર આવ્યો કે લોકશાસન એક તૂત છે અને એના ઓઠા હેઠળ સ્વાર્થાંધ સત્તાબાજો શ્રમજીવિ વર્ગના લોહિ ચૂસે છે !

આ વખતેજ હિટલરને યહૂદીઓ સામે અણગમો થયો. તેને તેના સ્વપ્નસિધ્ધિના માર્ગમાં યહૂદીઓ કાટાંની જેમ પથરાયેલા જણાયા. વિયેનાના મોટા મોટા વ્યાપાર–ઉદ્યોગનું સૂકાન યહૂદીઓના હાથમાં હતું. યહૂદીઓ મોટા મોટા વર્તમાનપત્રો ચલાવતા હતા, અને તે દ્વારા તેઓ વિરોધીઓ સામે પ્રબળ પ્રચારના આંદોલનો વહેતા મૂકતા હતા.

હિટલરને યહૂદીઓની આ પ્રવૃત્તિ જર્મન વિરોધી અને ઘાતક જણાઇ. હિટલરે યહૂદીઓનો, તેમની પ્રવૃત્તિનો અને તેમના અંતિમ ધ્યેયનો ઝીણવટથી અભ્યાસ કરવા માંડયો. જેમ કમળાવાળા માણસને બધે પીળું જ દેખાય છે તેમ હિટલરને યહૂદીઓ જોતાં ઝેર ઝેર ને ઝેરજ દેખાતું. વિયેનાની શિષ્ટ સંસ્થાઓમાં, હુન્નર ઉદ્યોગની પેઢીઓમાં, વેસ્યાલયોમાં—દરેક ઠેકાણે તે યહૂદીઓનોજ હાથ જોતો. તે એમ માનતો કે યહૂદીઓની નેમ જર્મનોનું લીર ચૂસીને તેમનું અસ્તિત્વ નાબૂદ કરવાની છે.

એટલે તેણે સૌથી પ્રથમ યહૂદીવાદનો અંત લાવવાની પ્રતિજ્ઞા લીધી અને તે માટે ઉપાયો યોજવા લાગ્યો.

વિયેનાના અભ્યાસે હિટલરને નવો દ્રષ્ટિકોણ આપ્યો. ઓસ્ટ્રિયામાં પરસ્પર વિરોધી એવા ઘણાં પક્ષ હતા અને એ પરથી હિટલરને લાગ્યું કે ઓસ્ટ્રિયન સામ્રાજ્યનું પતન અનિવાર્ય છે. ઓસ્ટ્રિયાના ઉધ્ધાર માટે તેણે વિચાર કર્યો તો જણાયું કે કેન્દ્રીય સરકારની સ્થાપના કરવામાં આવે તોજ ઓસ્ટ્રિયાનો ઉદય થાય, નહિતર સામ્રાજ્યનો અંત નિશ્ચિત છે.

આ વખતે ઓસ્ટ્રિયામાં બ્રિટિશ પાર્લામેંટની જેમ એક ઇમ્પીરીયલ કાઉન્સીલ અને હાઉસ ઓફ કોમન્સ તથા હાઉસ ઓફ લોર્ડસની જેમ ચેમ્બર ઓફ ડેપ્યુટીઝ તથા હાઉસ ઓફ લોર્ડઝ હતા.

હિટલરને બ્રિટિશ પાર્લામેન્ટની કાર્યપધ્ધતિ પ્રત્યે ઘણુંજ માન હતું અને એથી એ એકવાર ઓસ્ટ્રિયન પાર્લામેંટનું કામકાજ નિહાળવા ગયો. તેણે સભ્યોના ભાષણો સાંભળ્યા, વાદવિવાદ સાંભળ્યા તો જણાયું કે ઘણાખરા સભ્યો સમજ્યા વગર ભાષણો કરતા હતા અને કંઇક નવું કહેવાને બદલે એકને એક વાત ચૂંથ્યા કરતા હતા. હિટલરને પાર્લામેંટરી શાસનપ્રથા સંકુચિત લાગી. આ બનાવોએ તેના દિલના એકાદ ખૂણામાં સૂતેલી સરમૂખત્યારીને જાગૃત કરી.

તેવીસ વર્ષની વયે અનેક અપરિપકવ વિચારો લઇને તેણે મ્યુનિચમાં પગ મૂકયો. તેણે ફુરસદના સમયમાં વૈદેશિક રાજનીતિનું અધ્યયન

કરવા માંડયું. આ વખતે રશિયા અને ઓસ્ટ્રિયા વચ્ચેનો સંબંધ બગડતો જતો હતો. અને દૂર દૂરથી યુધ્ધની નોબતોના સૂર આવતા હતા.

વળી જર્મનિમાં જનસંખ્યા ખૂબ વધી રહી હતી. વસ્તીમાં દર વર્ષે નવ લાખ મનુષ્યોનો ઉમેરો થતો હતો. આ વધતી જતી વસ્તીને લીધે લોકો માટે રહેવાની જગા તથા અન્નવસ્ત્રનો પ્રશ્ન ગંભીર બનતો જતો હતો.

હિટલરે આ પ્રશ્નોના ઉકેલ માટે નીચેની યોજના શોધી કાઢી.

(૧) જર્મનીમાં સંતતિ નિયમનની પ્રથા દાખલ કરવી. (૨) અન્ન–વસ્ત્રની પેદાશ વધારવી. (૩) રાજ્ય–વિસ્તાર કરવો–બીજા દેશો જર્મનીમાં મેળવી દેવા. (૪) વ્યાપાર ઉદ્યોગના ક્ષેત્રને એવી રીતે વધારવું કે જેથી જર્મનીના માલને બીજા દેશોમાં સ્થાન મળે અને જનસંખ્યા બેકારીથી બચે.

હિટલર સંતતિનિયમનનો પ્રખર વિરોધી હોવાથી તેણે પહેલી યોજના પડતી મૂકી. બીજી યોજનાની સફળતા કુદરતને આધીન હોઈ તે પર પણ તેણે વધુ વિચાર કરવાનું માંડી વાળ્યું, પણ તેને ત્રીજી યોજના ખૂબજ ગમી.

તે એવી ધારણા પર આવ્યો કે યુરોપની અંદર રાજ્ય–વિસ્તાર સિવાય જર્મનીના ઉધ્ધાર માટે બીજો કોઈ ઉપાય નથી.

એટલામાં ૧૯૧૪ ની સાલમાં યુધ્ધ ફાટી નીકળ્યું. હિટલર ઉત્સાહથી ઉછળી ગયો. તે તા૦ ૩ જી ઓગસ્ટે લશ્કરમાં સૈનિક તરીકે દાખલ થયો. તેને થયું કે તે સ્વપ્નસિધ્ધિના સોપાન પર ચઢી રહ્યો છે. તેને મન આ યુધ્ધ જર્મનોના જીવન મરણના પ્રશ્ન સમ હતું અને એ ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપવાના અવસરે એના જીવનની રગેરગમાં આનંદ ભરી દીધો.

બીજા દિવસે તેણે પણ યુધ્ધ ગીતો લલકારતા લશ્કર સાથે કૂચ કરી, પણ એકાએક લશ્કરની વચમાં ગોળો આવીને પડયો અને ફાટયો. હિટલરને અહિં યુધ્ધના બાપણુતાનો પ્રથમ અનુભવ થયો.

એક વર્ષમાં તો તે કઠોર અને દઢ સૈનિક બની ગયો.

તે તેના સાથીદાર સૈનિકો સાથે બીલકુલ વાતચીત કરતો નહિ. તે તો એણે કલ્પી રાખેલી સ્વપ્નભૂમિમાં જ ઉડ્યા કરતો. મનમાં ને મનમાં તે કંઇ કંઇ કિલ્લાઓ બાંધતો અને તોડતો. સૈનિક તરીકે તે સાહસિક, હિંમતવાન તથા દઢ મનનો પૂરવાર થયો હતો, પણ લશ્કરમાં ચાર વર્ષની નોકરી કર્યા પછી પણ તેને કાંઇ ઉચ્ચ પદ મળ્યું ન હોતું. ૧૯૧૬ ના ઓકટોબર માસમાં તે ઘાયલ થયો હતો. ૧૯૧૮ ની સાલના તે મસ્ટર્ડ ગેસનો ભોગ બની ગયો હતો. આ ગેસે તેની આંખોનું અમી ખેંચી લીધું. તે આંધળો બની ગયો. દુનિયામાં તે એકલો અટૂલો હોય એવો ભાસ તેને ડંખવા લાગ્યો. તેને સારવાર માટે બર્લિનની હોસ્પીટલમાં રાખવામાં આવ્યો, પણ અહિં તેની મુંઝવણમાં વધુ ઉમેરો થયો. સમરાંગણમાંથી રોજ સેંકડો ઘાયલ સૈનિકો અહિં સારવાર માટે આવતા. એકવાર આ સૈનિકોએ હિટલરને જર્મનિના પરાજયના ખબર આપ્યા. એ ખબરે હિટલરનું હૈયું ચીરી નાખ્યું. તેની આંખોમાંથી જાણે આંસુના ધોધ વહેવા માંડયા. જે જર્મનિ માટે તેણે લોહી રેડયું, એ જર્મનિને આખરે હાથ ખંખેરીને બેસી ગયેલું જોઇને તે હતોત્સાહ બની ગયો. તેણે જર્મનિના પરાજયના કારણો શોધવા માંડયાં. તેણે પરાજયના દોષનો ટોપલો યહુદીઓના માથા ઉપર મૂકયો. અને ત્યારથી તેણે યહૂદીઓનું કાંઇ પણ ભોગે કાશળ કાઢવાનો મક્કમ નિર્ણય કર્યો.

૧૯૧૯ ની સાલમાં જર્મનિના હાડપિંજરમાંથી પ્રાણ ઉડી ગયો હતો. ઠામ ઠામ બેકારીનો દાવાનળ ફાટી નીકળ્યો હતો. સામ્યવાદીઓ મજૂર વિસ્તારોમાં પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કરી રહ્યા હતા. યહૂદીઓ મોટી મોટી જગાઓ ઉપર ગોઠવાઇ ગયા હતા. પ્રજા ચારિત્ર્ય-નિર્બળ બનતી હતી. શહેરોમાં વિલાસગૃહોનો રાફડો ફાટી નીકળ્યો હતો અને નાગરિકો નિર્બળતાના કાદવમાં રગદોળાઇ જતા હતા. હિટલર એમ માનતો હતો કે યહૂદીઓ જ વારાંગનાનો વ્યાપાર કરીને જર્મ-

નોને સત્યાનાશીના પંથે ઘસડી રહ્યા છે. ઠામ ઠામ અસંતોષ, બેકારી, ગરીબી અને ગુન્હાની આગ પ્રગટી નીકળી હતી. યુદ્ધને લીધે લાખ્ખો જર્મનો પોતાનું સર્વસ્વ ગૂમાવી બેઠા હતા અને તેમના પરાજયે તેમના દિલમાં રાજકીય વેદના જન્માવી હતી. આ વખતે જર્મનોને ઉત્સાહ આપે એવો દિગ્દર્શક જોઈતો હતો. હિટલરે આ અવસરનો લાભ લીધો.

હવે હિટલર લશ્કરમાં એક જાસૂસ તરીકે જોડાયો. તેને મજુરોની સભાઓમાં જઈને બાતમી મેળવવાનું કામ સોંપવામાં આવ્યું. એવું કહેવાય છે કે હિટલરે આ સમય દરમ્યાન તેના અમલદારોને સેંકડો માણસોની હિલચાલને શકબંધ ગણાવી તેમને વધસ્થંભ ઉપર ચડાવી દીધા હતા.

એકવાર તેને જર્મન લેબર પાર્ટીની સભામાં જવાની તક મળી. તેમાં જર્મન-મજૂર નેતા ગોટફ્રિડ ફિડર ભાષણ કરવાનો હતો. સભામાં માંડ વીસથી પચ્ચીસ માણસ હતા. ફિડરે બે કલાક સુધી મુડી અને મજુરીના પ્રશ્નોની છણાવટ કરી. હિટલરને આ ભાષણ ઘણું ગમ્યું. તે પછી એક પ્રોફેસર સાહેબ ભાષણ કરવા ઉભા થયા. તેમણે એવું જણાવ્યું કે બવેરિયા પ્રાંતને પ્રશિયાથી અલગ કરવાથીજ શાંતિ સ્થાપી શકાશે. હિટલર આ સાંભળીને રાતોપીળો થઈ ગયો. તે સભામાં એકદમ કૂદકો મારી ઉભો થઈ ગયો અને પ્રચંડ ગર્જનાઓ કરીને પ્રોફેસરને જવાબ આપવા લાગ્યો. સભામાં ઉશ્કેરણી ફેલાઈ અને આખરે પ્રોફેસરને સભાખંડમાંથી નાસી જવાની ફરજ પડી.

થોડા દિવસ બાદ તેને આ પાર્ટીના સભ્ય બનવાનું આમંત્રણ મળ્યું. હિટલરે મંથન કર્યું. આ પાર્ટી પાસે કોઈ કાર્યક્રમ નહોતો, નિશ્ચિત નીતિ પણ નહોતી. માત્ર ત્રણ માર્કસનું ફંડ હતું.

ખૂબ વિચારને અંતે તે આ પાર્ટીમાં જોડાયો. હિટલરના જીવનમાં આ મહત્વપૂર્ણ ઘટના હતી. ધીમે ધીમે આ પાર્ટીનો વિકાસ થયો. પાર્ટીની સભાઓમાં લોકો મોટી સંખ્યામાં હાજરી આપવા લાગ્યા. હિટલરના પ્રચંડ ભાષણોએ લોકો ઉપર કામણ કર્યાં.

૧૯૨૦ ની તા૦ ૨૫ મી ફેબ્રુઆરીએ પાર્ટીની મળેલી ગંજાવર સભામાં તેણે નીચેના મુદ્દા રજુ કર્યા હતા:

તમામ જર્મનોએ એક બની મહાન જર્મનીની સ્થાપના કરવી.

વર્સેલ્સની સંધિ રદ કરવી.

જર્મનોની વધતી જતી સંખ્યાને જગા આપવા માટે જમીન મેળવવી.

જર્મન રક્તવાળા લોકોને જ જર્મન કહેવા. યહૂદીઓને જર્મન કહી શકાય નહિ.

ગયર જર્મનો જર્મનિમાં અતિથિ તરીકે રહી શકે.

મતાધિકાર કેવળ જર્મન નાગરિકોને આધિન રહે.

રાષ્ટ્રનું પ્રથમ કર્તવ્ય રાષ્ટ્રજનોને હુન્નરઉદ્યોગમાં ઉન્નત બનાવવાનું રહે.

યુદ્ધમાં રાષ્ટ્રના ધન–જનને અસાધારણ નુકસાન થાય છે એટલે યુધ્ધ દરમ્યાન વ્યક્તિગત આર્થિક લાભ ઉઠાવનારને અપરાધી ગણવો.

યુધ્ધ અંગે મળેલી સંપત્તિ જપ્ત કરવી.

જે લોકો રાષ્ટ્ર–હિત વિરૂધ્ધ કાર્ય કરે તેમના ઉપર મુકદમા ચલાવવા અને સખ્ત સજા કરવી.

શિક્ષણ–પધ્ધતિમાં પરિવર્તન કરવું. ગરીબોના બાળબચ્ચા માટે રાષ્ટ્રના ખર્ચે શિક્ષણનો પ્રબંધ કરવો.

પાર્ટીના દરેક સભ્યે આ ઉદ્દેશોની પ્રાપ્તિ માટે મરી ફીટવાની પ્રતિજ્ઞા લીધી હતી.

હિટલરે છૂટે હાથે પોતાના પક્ષના પ્રચારના ઘોડા છોડી મૂક્યા. મોટી મોટી સભાઓ મળતી અને તેમાં હરિફ પક્ષો વચ્ચે ઘણીવાર તોફાનો થતા, લોહિ રેડાતા અને કાપાકાપી થતી. આથી હિટલરે સભામાં વ્યવસ્થા જાળવવા માટે ૧૯૨૨ ની સાલમાં એસ. એ. નામના શસ્ત્રસજ્જ સ્વયંસેવક દળની સ્થાપના કરી.

આ દળની સ્થાપના પાછળ હિટલરનો મૂખ્ય ઉદ્દેશ જર્મન યુવકોને તાલીમ આપી તેમની પાસે બળવો કરાવી પોતાના મનના મનોરથને મૂર્તિમંત કરાવવાનો હતો. આ દળ – આ લશ્કરમાં અત્યારે વીસેક

લાખ તાલીમબદ્ધ જર્મન યુવાનો હોવાનું કહેવામાં આવે છે. તેનો ઉદ્દેશ નાઝી સરમુખત્યારનું રક્ષણ કરવાનો છે. તેના આગેવાનનું નામ હેર લુત્ઝે છે.

હિટલરે તે પછી પાર્ટીનું નામ બદલીને નેશનલ સોશિયાલીસ્ટ જર્મન લેબર પાર્ટી રાખ્યું હતું. તેણે પાર્ટીમાંથી કાયરતા અને ડર શબ્દોને દેશવટો આપીને દરેક સભાસદના દિલમાં હિંમતનો દારૂગોળો ભરી દીધો હતો. યહૂદીઓ આ પાર્ટી સામે રોષે ભરાઈને સ્વમાલિકીના વર્તમાનપત્રોમાં ટીકા કરતા હતા.

હિટલરે પોતાના પક્ષના પ્રચાર માટે નવો નુસ્ખો શોધી કાઢ્યો. જ્યારે અન્ય પક્ષોની સભા મળતી ત્યારે તે તેના સાથીદારો સાથે આ સભામાં જતો અને તેઓ બધા ચાલતી સભાએ વકતાના ભાષણો સામે વાંધા ઉઠાવીને ગરબડ મચાવી મૂકતા. હિટલરને આ નીતિમાં સફળતા મળી.

૧૯૨૩ ની સાલ હિટલર માટે આફત સમાન નિવડી હતી. તેણે આ સાલમાં બળવો કરવા માટે કાવત્રું રચ્યું હતું, તે ઉઘાડું પડી જતાં તેને પાંચ વર્ષની કેદની સજા થઇ હતી. કારાવાસ દરમ્યાન તેણે "મેઇન કેમ્ફ" (મારી લડત) નામના પુસ્તકનો પહેલો ભાગ લખ્યો હતો અને ૧૯૨૫–૨૭ ની સાલમાં તેણે તેનો બીજો ભાગ લખ્યો હતો.

આ પુસ્તકમાં તેણે જર્મન જાતિને જગતની સર્વોપરિ–જાતિ આર્ય જાતિ તરીકે ગણાવી છે. આજ સુધીમાં આ પુસ્તકની આશરે પાંચ કરોડ નકલો ખપી છે.

જ્યારે તે ૧૯૨૪ની સાલમાં જેલમાંથી છૂટ્યો ત્યારે તેના પ્રચાર–કાર્ય ઉપર, તેની મહેનતની રંગોળી ઉપર, પાણી ફરી વળ્યું હતું. સભાઓ મળવી બંધ થઇ હતી. દેશમાં સાધારણ શાંતિ હતી. આ વખતે હિટલર પાસે માત્ર ૭૦૦ માર્કસ હતા. છતાં તેણે હિંમત બાંધીને નાઝીઓને વ્યવસ્થિત કરવાનું કામ શરૂ કર્યું.

૧૯૨૫ની તા. ૨૭મી ફેબ્રુઆરીના દિવસે બીજી વાર નાઝી પક્ષની સ્થાપના કરવામાં આવી. આ વખતે એક નવી ચળવળ–યુવકોની

ચળવળ જોર પકડતી હતી. હિટલરે આ તકનો લાભ લઈને યુવકોને પોતાના એસ. એ. (તુફાની ટુકડી) દળમાં નોકરી આપી.

હિટલરની નાઝી પાર્ટીનો ઉત્તરોત્તર થયેલો વિકાસ નીચેના કોઠા ઉપરથી ધ્યાનમાં આવશે.

| | સભ્યો |
|---|---|
| ૧૯૨૫ | ૨૭,૦૦૦ |
| ૧૯૨૬ | ૫૦,૦૦૦ |
| ૧૯૨૭ | ૭૨,૦૦૦ |
| ૧૯૨૮ | ૧૦૮,૦૦૦ |
| ૧૯૨૯ | ૧૭૬,૦૦૦ |
| ૧૯૩૦ | ૩૮૯,૦૦૦ |
| ૧૯૩૧ | ૮૦૬,૦૦૦ |
| ૧૯૩૨ | ૧,૪૧૪,૦૦૦ |

હિટલરે બીજાના પૈસે પોતાના પક્ષનો પ્રચંડ પ્રચાર કરવા માંડયો. તેણે ઠેકઠેકાણે પોતાના વર્તમાનપત્રો શરૂ કરી દીધા. દરેક શહેરમાં "બ્રાઉન હાઉસ" નામના પ્રચાર મથકો ઉઘાડયા. પગારદાર વક્તાઓ, મોટરો, વિમાનો વગેરે સાધનો રોકયા. હિટલરને પોતાના છૂપા લશ્કર એસ. એ. તથા છૂપી પોલીસ એસ. એસ. પાછળ પણ લખલૂટ ખર્ચ કરવો પડતો.

૧૯૩૦ની ચૂંટણીમાં સામ્યવાદીઓને ૧,૪૦૦,૦૦૦ તથા નાઝી પક્ષને ૫,૦૦૦,૦૦૦ મત મળ્યા હતા. આ મતગણત્રીના આધારે નાઝી પક્ષને, રીશ્ટેગમાં ૧૦૭ બેઠકો મળી. અને હવે દેશમાં આ પક્ષનો ડંકો વાગવા માંડયો. આ વખ્તે હિટલરની ઉંમર ૪૧ વર્ષની હતી.

૧૯૩૨-૩૩ ની સાલ હિટલર માટે કસોટીની નીવડી હતી. આ સમય દરમ્યાન તેને ચાન્સેલર પદ મેળવવા માટે-સત્તાની ભૂખ સંતોષવા માટે ભારે જહેમત ઉઠાવવી પડી હતી એટલું જ નહિ પણ તેને અનેક સાચાજુઠા કરવા પડયા હતા.

જર્મનીમાં સૌથી પહેલો નંબર સામ્યવાદી પક્ષનો હતો. બીજે નંબરે નાઝી પક્ષ હતો. આ વખતના રાજકારણની રંગભૂમિ ઉપર હિટલર ઉપરાંત, વોન હીડનબર્ગ, ડો. હીનરીચ બ્રોનીંગ, વોન પેપન અને વોન સ્લીશર ભાગ ભજવી ગયા હતા.

હિટલરનો વાર્ષિક ખર્ચ ૮ થી ૯ કરોડ માર્કસનો હતો. તેનો ઘણોખરો ભાગ થાઇસીન નામનો પૂંજીપતિ આપતો હતો. સામ્યવાદીઓ સત્તા ઉપર હોવાથી મૂડીવાદીઓ ચિંતાતૂર બની ગયા હતા અને તેઓ સામ્યવાદી વિરૂધ્ધ એવા નાઝી પક્ષને ટેકો આપી, તેને સત્તા ઉપર લાવી પોતાનો સ્વાર્થ સિધ્ધ કરવાનો વિચાર કરતા હતા. આ માટે ડસલડોર્ફમાં રાઇનલેંડના ૬૦૦ ઉદ્યોગપતિઓની એક મોટી સભા બોલાવવામાં આવી હતી. હિટલરે આ સભામાં આશરે ૨॥ કલાક સુધી એકધારૂં ભાષણ કરીને આ ઉદ્યોગપતિઓને એવું ભમાવી દીધું કે જો તેઓ નાઝી પક્ષને મદદ નહિ કરે તો સામ્યવાદીઓ તેમને લૂંટીને ભિખારી બનાવી દેશે. હિટલરની દલીલો ઉદ્યોગપતિઓને ગળે ઉતરી ગઇ અને તેમણે હિટલરને મદદ આપવાનો નિર્ધાર કરી, તેના નામના જયનાદો પાડી ડસલડોર્ફના ગગનના ગુંબજને ગજવી મૂકયો હતો.

આ અરસા દરમ્યાન જર્મનીના પ્રમુખ તરીકે હીડનબર્ગના હોદ્દાની મુદત પૂરી થતી હતી અને નવા પ્રમુખની ચૂંટણીની તૈયારીઓ થવા લાગી. હિટલર આ ચૂંટણીમાં હીડનબર્ગના હરિફ તરીકે બહાર પડયો. તેણે વિચાર્યું કે જો તે પ્રમુખ તરીકે ચૂંટાશે તો તેના હાથમાં, પાર્લામેન્ટ તથા લશ્કરની લગામ આવશે. તે કલ્પનાના મોજાં ઉપર ઉડવા લાગ્યો. અને એટલામાં તો ચૂંટણીનું પરિણામ પણ બહાર પડી ગયું. હિડનબર્ગ આ પરિણામ જોઇને આશ્ચર્યચકિત બની ગયો. પ્રમુખપદ માટે પાંચ ઉમેદવારો બહાર પડયા હતા તેમાં હિડનબર્ગને ૧૮,૦૦૦,૦૦૦ મત મળતાં તે સૌથી પહેલા નંબરે અને હિટલરને ૧૧,૦૦૦,૦૦૦ મત મળતાં તે બીજા નંબરે આવ્યો.

હિડનબર્ગે હિટલરની આવી અસાધારણ ફતેહ તો કલ્પનામાં પણ ધારી નહોતી. હિટલરને હાર મળી, પણ તેથી તે નિરાશ થઇને બેસી ન રહ્યો. તેણે પ્રચાર ચાલુ જ રાખ્યો.

૧૯૩૨ની તા. ૩૧ મી જુલાઇએ રીસ્ટેગની ચૂંટણી થતાં નાઝી પક્ષને ૧૪,૦૦૦,૦૦૦ મત મળતાં ૨૩૦ બેઠકો મળી. અને આ ચૂંટણીમાં નાઝી પક્ષ એક સૌથી બળવાન પક્ષ તરીકે પૂરવાર થયો. આ ફત્તેહને આધારે હિટલરે હિડનબર્ગ પાસે ચાન્સેલર પદની માગણી કરી, પણ હિડનબર્ગે એ પદ આપવાની સાફ ના પાડી ને તેને વાઇસ–ચાન્સેલરનું પદ આપવાનું જણાવ્યું. હિટલરે આ પદનો અંગીકાર કર્યો નહિ. આ વખતે વાઇસ–ચાન્સેલર તરીકે વોન પેપન હતો.

હિટલરને ચાન્સેલર પદ ન મળવાથી તેના પક્ષમાં અસંતોષ જન્મ્યો હતો. પક્ષની તિજોરીના તળીયા દેખાવા લાગ્યા હતા. હિટલરને પોતાના પક્ષનો ઉત્સાહ ટકાવી રાખવા માટે પ્રવાસે નીકળીને ઠામ ઠામ ભાષણો કરવાની ફરજ પડી, પણ જર્મન પ્રજા ઉપર એ ભાષણોએ જાદુઇ અસર કરી નહિ. ૧૯૩૨ ની તા. ૬ ઠ્ઠી નવેમ્બરે ચૂંટણી થતાં હિટલરે ૨૪ બેઠકો ગૂમાવી. ઘણાં લોકોને ચૂંટણીના આ પરિણામમાં નાઝી પક્ષના અસ્તના દર્શન થયા, પણ એટલેથી હિટલર હિંમત હારી બેઠો નહિ. તે તો આશાવાદી હતો.

આખરે તેણે ૧૯૩૩ ની તા. ૩૦ મી જાન્યુઆરીએ રીશના ચાન્સેલરનું પદ પડાવી, ભીકી માનવતાને ઠોકર ઉપર ચડાવી.

તેણે તેના પ્રધાનમંડળમાં તેના નાઝી–મિત્રોને સ્થાન આપ્યું. તેઓમાંના કેટલાકનો પરિચય નીચે પ્રમાણે છે:–

## હેરમન વિલ્હેમ ગોરિંગ

હેરમન વિલ્હેમ ગોરિંગ જર્મનિનો વિમાની પ્રધાન છે. તેનો જન્મ ૧૮૯૩ ની તા. ૧૨ મી જાન્યુઆરીએ બવેરિયામાં થયો હતો. ગયા મહાયુદ્ધમાં તેણે જર્મન વિમાની–દળમાં નોકરી કરીને ભારે નામના

મેળવી હતી. તે હિટલરના નેશનલ-સોશિયાલીસ્ટ પક્ષમાં શરૂઆતથીજ જોડાયો હતા. ૧૯૨૮ની સાલમાં તે રિસ્ટગમાં ચૂંટાયો હતો. 'રિસ્ટગ ફાયર'ના કાવત્રામાં તેનો મુખ્ય હાથ હોવાનું કહેવાય છે. તેણે જર્મન-વિમાની દળની પુનઃરચના કરી ભારે પ્રસિદ્ધિ મેળવેલી છે. ૧૯૩૮ની સાલમાં તેને 'ફિલ્ડ માર્શલ'નો ઇલ્કાબ અર્પણ થયો હતો.

ગોરિંગ શરાબનો ભારે શોખીન છે. એકોક હિટલર સાથે ભોજન લેતી વખતે તે એટલો બધો દારૂ ઠાંસે છે કે કોઇવાર તે બેહોશ બની જતાં તેને ભોજન-સમારંભમાંથી સીધો દવાખાને લઇ જવો પડે છે.

તે ભારે ખાઉકણુ અને ઉડાઉ છે. જ્યારે બધા જમીને હાથ ધોતા હોય છે ત્યારે પણુ તે ખાતો હોય છે, અને એના ખાઉકણુવેડાએ તેના શરીરમાં ચરબીની ભારે જમાવટ કરી છે. તેનું વજન ૨૮૦ રતલ જેટલું છે.

ગોરિંગ ક્રૂર અને ઘાતકી છે. નાના નાના વિદ્યાર્થીઓ નાઝી વિરૂધ્ધ ભાષણો કરે છે તો ગોરિંગ તેમને કાન્સનટ્રેશન કેંપમાં ધકેલી મૂકે છે. તે એટલોજ મહેનતુ અને ખંતીલો છે. તે ઝડપી નિર્ણયો કરવાની પ્રબળ શકિત ધરાવે છે.

તેનું રસજીવન પણુ જાણુવા જેવું છે. એકવાર બર્લિનમાં અફવા ફેલાઇ કે ગોરિંગ એક નખરાળી અને નાજુક નટી એમી સોનમોન સાથે સૂંવાળો સહચાર સેવે છે. ગોરિંગે તેને બર્લિનના એક ઉપ-નગરમાં રમણીય બંગલો ખરીદી આપ્યો હતો અને વારતહેવારે તે આ બંગલામાં એમીના બાહુપાશમાં જકડાઇને પ્રેમની પાંખ ઉપર ઉડતો હતો. આ વાતની હિટલરને ખબર પડતાં તેણે ગોરિંગને એમી સાથે લગ્નગાંઠથી બંધાઇ જવાની આજ્ઞા આપી. ગોરિંગ નટીને પરણુવા માટે તૈયાર નહોતો, પણુ હિટલરના ફરમાનનો ઇન્કાર કરવાની તેનામાં શકિત નહોતી. આખરે તે એમી સાથે લગ્ન ગાંઠે બંધાયો.

## ડૉ. જોસેફ ગોબેલ્સ

ડૉ. જોસેફ ગોબેલ્સ જર્મનિનો પ્રચાર-પ્રધાન છે. તેનો જન્મ ૧૮૯૭ ની તા. ૨૯ મી ઑક્ટોબરે રાઇનલેંડમાં થયો હતો. તેને ૧૯૨૦ ની સાલમાં પી. એચ. ડી. ની ડીગ્રી મળી હતી. નેશનલ સોશિયાલીસ્ટ પક્ષનો પવનવેગી પ્રચાર તેની પ્રચારકલાને આભારી છે. ૧૯૨૭ ની સાલમાં તેણે 'ડેર એન્ગ્રીફ' નામનું વર્તમાનપત્ર પ્રગટ કર્યું હતું. ૧૯૨૮ ની સાલમાં તે રિસ્ટેગમાં ચુંટાયો હતો. ૧૯૩૩ ની સાલમાં પ્રચાર-મંત્રી તરીકે તેની નીમણુંક થઇ હતી.

ગોબેલ્સ રોમન કૅથોલીક ધર્મનો પ્રખર વિરોધી છે. તે મોટર હંકારવામાં એક્કો મનાય છે. એકવાર તે પૂર ઝડપે મોટર દોડાવતો હતો. રસ્તામાં તેની મોટર હેઠળ એક માણસ આવી ગયો, પણ તેણે તો આંખો મીંચીને મોટર દોડાવ્યે જ રાખી. બર્લિન જઇને તેણે ટેલીફોનદ્વારા એ માણસ વિષે તપાસ કરી તો જણાયું કે તેની મોટર નીચે કપાઇને મરી જનાર માણસ પાદરી હતો. ગોબેલ્સ આ સમાચાર સાંભળીને ઘણા આનંદમાં આવી ગયો હતો.

ગોબેલ્સ સુંદરીઓનો શોખીન છે. તે વિલાસનો કીડો છે અને તેની આ વિલાસપ્રિયતાએ જર્મન સ્વરૂપરાણીઓમાં હાહાકાર ફેલાવ્યો છે. ચાર્લ્સટનબર્ગમાં તેનો બંગલો છે, અને ત્યાં તે લલિતાંગી લલનાઓને ઉપાડી લાવીને તેમના યૌવનની રસપ્યાલીઓ ગટગટાવે છે. ગોબેલ્સ યહૂદીઓનો કટ્ટો વિરોધી છે છતાં તેણે યહૂદી કન્યા મગદા સાથે લગ્ન કરેલું હોવાની કેટલાકો માન્યતા સેવે છે.

ગોબેલ્સ અદ્‌ભૂત પ્રચારસ્વામી છે. પ્રચારકાર્યમાં તેણે આધુનિક તત્વ દાખલ કર્યું છે. તે ટેલીફોન ઉપર પત્રકારોને લાંબા લાંબા નિવેદનો લખાવે છે અને એ લખાવતી વખતે તે શ્વાસ લેવા પણ થોભતો નથી. તેણે પાઠ્ય-પુસ્તકોમાં પણ નાઝી-પ્રશંસાના પાઠો દાખલ કર્યા છે. નાનામાં નાની વસ્તુ પણ તેની નજર બહાર રહેતી નથી. તે જુઠ્ઠાણાંનો સરદાર છે.

## હીનરીચ હિમ્લર

હીનરીચ હિમ્લર એસ. એસ. (તુફાની ટુકડીઓ) નાઝી બ્લેક ગાર્ડસ તથા ગેસ્ટાપો (છૂપી પોલીસ) ના નેતા છે. તેને નાઝી સર-મુખત્યારી રક્ષણનું કાર્ય સોંપાયેલું છે. જર્મન યુદ્ધ–કાઉન્સીલનો તે સભ્ય છે, અને તેણે જીતાયેલા દેશોમાં જર્મને નાઝી–વિરોધી નર-નારીઓની ખૂનરેજી કરવામાં મોટો ભાગ લીધો છે.

તે ચૂસ્ત શાકાહારી છે. શરાબ કે સીગારેટને તે અડકતો નથી. તેને સસલા પાળવાની ટેવ છે. તે ગરમીના દર્દથી પીડાય છે. યુવા-નીમાં તેને આ દર્દ લાગુ પડયું હતું જે અસાધ્ય પૂરવાર થયું છે. આ દર્દે તેની આંખોનું તેજ હરી લીધું છે. તે વારંવાર માથાના દુખાવાથી પીડાય છે અને રોજ દવા પીતો હોય છે.

તે રોગી હોવા ઉપરાંત વહેમી છે. તેનો માનીતો આંકડો ત્રણનો છે. તેના સ્ટાફના ત્રણ માણસો બેઠા હોય ત્યારેજ તે વાતચીત કરે છે. તે ત્રણ જ સંતરા ખાય છે. તેના ભાણામાં ત્રણ જ બટાટા રાખવાની તેણે રસોયાને આજ્ઞા આપેલી છે.

હિમ્લર બહારથી ઠંડો અને નિર્દોષ લાગે છે, પણ તે એટલો જ અત્યાચારી ક્રૂર અને રાક્ષસી છે. તેના હાથે સંખ્યાબંધ ખુન થએલા છે. તે વારંવાર નૂરેમ્બર્ગની જેલોમાં જાય છે, અને કેદીઓને ભેગા કરી તેમને વગર અપરાધે ફટકા મારે છે. કેદી જ્યાં સુધી રડે નહિ અને દયાની યાચના ન કરે ત્યાં સુધી તે ફટકા માર્યે જ રાખે છે. હિમ્લરની આ અમાનુષી આદતનો જગતમાં પણ જોટો મળવો મુશ્કેલ છે.

## જોચીમ રીબનટ્રોપ

જોચીમ રીબનટ્રોપ જર્મનિનો પરરાષ્ટ્રીય પ્રધાન છે. તેનો જન્મ ૧૮૯૯ની સાલમાં થયો હતો. તે નાઝી પક્ષમાં જોડાયો તે દરમ્યાન હિટલરને પરદેશોના રાજકારણની સલાહ આપવાનું કામકાજ કરતો

હતો. ૧૯૩૭ ની સાલમાં તેને પરદેશખાતાના પ્રધાનનું પદ આપવામાં આવ્યું હતું. લંડનમાં જર્મનિના એલચી તરીકે તેણે નાઝી સલામો કરીને લોકોનું ધ્યાન ખેંચ્યું હતું.

## રૂડોલ્ફ હેસ

રૂડોલ્ફ હેસ જર્મન પ્રધાનમંડળનો સભ્ય છે. તેનો જન્મ એલેક-ઝાંડ્રીયામાં થયો હતો. હિટલર તેના ઉપર ભારે વિશ્વાસ ધરાવે છે, અને રશિયા ઉપર ચઢાઈ કરતાં પહેલાં તેણે તેને ઈંગ્લંડ મોકલ્યો હતો. રૂડોલ્ફ હેસ પણ દુનિયામાં લોહી તરસ્યા રાક્ષસ તરીકે નામ-ચીન બન્યો છે.

* * *

ચાન્સેલરશીપના સિંહાસન પર બિરાજી હિટલરે સૌથી પહેલાં પોતાના માર્ગની સાફસૂફી કરવા માંડી અને તે માટે તેણે ક્રૂરમાં ક્રૂર પગલાં ભર્યાં. તેણે પોલીસ દળને નાઝીવાદનો રંગ લગાડવા માટે બત્રીસ પોલીસ અમલદારોમાંથી માત્ર દસને રાખી બાકીના બાવીસ જગા ઉપર ચૂસ્ત નાઝીવાદી અને અત્યાચારી અમલદારો ગોઠવી દીધા. આમાંના કેટલાક અમલદારો નીચલા દરજ્જાના અને ખૂની તથા ડાકુ તરીકે નામીચા થયેલા હતા. ગોરિંગે પોલીસને નાઝી વિરોધી મનુષ્યોને ઠાર કરવાનું ફરમાન કર્યું. સરકારી કચેરીઓમાં પણ નાઝી જર્મનોને નોકરીઓ આપીને બાકીનાને તગડી મૂકવામાં આવ્યા. જાહેર સભાઓ અને વર્તમાનપત્રોના સ્વાતંત્ર્ય ઉપર તરાપ માર-વામાં આવી અને આમ હિટલરે સત્તા ઉપર આવતાં વેંતજ તેના રાક્ષસી સ્વભાવનો પરિચય કરાવવા માંડ્યો.

હિટલરની ચેન્સેલરશીપે જર્મન-પ્રજામાં ભારે અસંતોષની લાગણી પ્રગટાવી હતી કેમકે તેણે પ્રજાજનોને મોટા મોટા વચનોની નવાજેશ કરી હતી. તેણે દરેક ખેડુતને જમીન

આપવાની તથા કરજ માફ કરી ઉપરથી ૨૦૦૦૦ રોકડ માર્કસ આપવાની લાલચ પીરસી હતી. નાના નાના ઉદ્યોગ-પતિઓને સહાય આપવાની, તથા બેકારીનો અંત આણવાના બણુગાં ફુકયાં હતાં. હિટલર આમાંથી એક પણ વચન પાળી નહિ શકવાથી જર્મન પ્રજામાં અસંતોષની આગ ફાટી નીકળી હતી.

૧૯૩૩ ની તા. ૫ મી માર્ચે ચૂંટણી થવાની હતી પણ હિટલરને એ ચૂંટણીમાં પરાજય મળવાની ગંધ આવતાં તેણે તેના હરિફ સામ્યવાદી પક્ષ સામે કાવત્રું રચ્યું. આ કાવત્રું, જેને જગત 'રીશ્ટેગ ફાયર'ના નામથી ઓળખે છે, જે આજે પણ નાઝી પક્ષના ઇતિહાસમાં કલંકના પડછાયા પાડી રહ્યું છે.

નાઝીઓએ રીશ્ટેગ (જર્મન પાર્લામેંટ)ની ઇમારતને આગ લગાડી, અને એનો આરોપ સામ્યવાદી પક્ષ ઉપર મૂકયો. હિટ-લરે આ બહાના હેઠળ હજારો સામ્યવાદીઓની ધરપકડ કરીને તેમને કાપી નાખ્યા, કેટલાકને નજરકેદીઓની ઘાતકી છાવણીમાં ધકેલી મૂકયા. પોલીસને નાઝી વિરોધી મનુષ્યને પકડવાની અસાધારણ સત્તા આપી. સામ્યવાદી વર્તમાનપત્રોને બાળીને તેમના મુદ્રણાલયોને તાળાં વાસ્યાં. હિટલરે સામ્યવાદીઓનો કાંટો કાઢી નાખવા માટે રાક્ષસનો વેશ લીધો.

આટલું આટલું કરવા છતાં ચુંટણીમાં નાઝી પક્ષને ૪૪ ટકા મત મળ્યા. આખરે તેણે રીશ્ટેગમાંથી બળજબરીથી તેના વિરોધીઓને કાઢી મૂકીને સરમુખત્યારીનો દંડ ધારણ કર્યો. તેણે રીશ્ટેગ પાસેથી અસાધારણ સત્તાઓ મેળવી લીધી અને દમનના દારૂગોળા ઉપર સિંહાસન ગોઠવી તેણે શાસનનો સોટો વિંઝવા માંડયો.

જે એસ. એ. (તુફાની ટુકડીઓ)ના બખ્તર હેઠળ હિટલરે સત્તા મેળવી હતી તે એસ. એ. સામે તેણે ગંભીર કાવત્રાંનો આરોપ મૂકીને તેના નેતાઓને ઠાર કર્યાં. તેમાં એસ. એ. ના ઊધ્ધારક રોહે-

મનો પણ સમાવેશ થાય છે. ગરજ સરી ને વૈદ વેરીની જેમ હિટ-લરે પણ પોતાની ગરજ સરતા એસ. એ. માંથી શંકાસ્પદ નેતાઓને ઉખેડીને ફેંકી દીધા.

હિટલરે પ્રજાસંઘની અવગણના કરીને તેમાંથી રાજીનામું આપ્યું અને ઉઘાડે છોગે શસ્ત્ર સજવા માંડયા. તેણે પ્રજાવિશ્વાસની કસોટી કાઢવા માટે પ્રજામત લીધો તો તેની તરફેણમાં ૯૨.૩ ટકા મત મળ્યા. આથી હિટલરે હુંકાર કર્યો. તેને પ્રતીતિ થઇ કે જર્મન પ્રજા તેની પાછળ છે, અને તેણે પોતાની સ્વપ્ન–યોજના અમલમાં મૂકવા માટે યુરોપના રાજકારણમાં પિંઢારા—તંત્ર દાખલ કર્યું.

હવે હિટલરે જર્મનિની કાયાપલટનું કાર્ય હાથમાં લીધું. તેણે ફરજીયાત લશ્કરી તાલીમ દાખલ કરીને જર્મનોને ભાવિ યુદ્ધ માટે તૈયાર કરવા માંડયા. યહૂદીઓના નાશ માટે તેણે કરપીણ પગલાં ભર્યાં. તેણે તેના દિલના બગિચામાંથી દયાના પુષ્પછોડો તોડીને ફેંકી દીધા અને તેને સ્થાને અત્યાચારના બાવળો ઉગાડયા. તેણે યહૂદી સામે કાવત્રાંના ખોટા આરોપ મૂકીને તેમની સામે મુકદ્દમા ચલાવ્યા. કેટલાયને તેણે કાપી નાખ્યા, તેમની માલમિલ્કત અને દોલત જપ્ત કરી ત્રાસ વર્તાવ્યો. પરિણામે લબ્ધ પ્રતિષ્ઠ યહૂદીઓને દુઃખ સહન ન થવાથી આત્મહત્યા કરવી પડી. કેટલાકોને જર્મનિને છેલ્લી સલામ કરીને અન્ય દેશોમાં આશરો લેવો પડયો. તેણે વધુમાં જર્મન પ્રજાને ઉત્સાહની કિરણગંગામાં તરબોળ કરવા માટે જર્મનિના ઉત્થાનના નામે અનેક નાપાક યોજનાઓ ઘડી કાઢી. તેણે જાહેર કર્યું કે જર્મ-નિને જમીન જોઇએ છે અને એની એ અભિલાષાના માર્ગમાં ફ્રાન્સ તથા બ્રિટન અંતરાય મૂકી રહ્યા છે.

હિટલર સરમૂખત્યાર બન્યા પછી યુરોપની શાંતિની ઇમારત ઉપર જાણે વિજળી પડી. ૧૯૩૬ ની સાલમાં ફ્રાંસ આંતરિક અસંતોષથી પીડાતું જોઇને હિટલરે તેના લશ્કરને રાઇલેન્ડમાં કૂચ કરવાની આજ્ઞા

આપી, પણ લોકશાસનવાદી દેશોએ જર્મનિના આ પગલાંનો એ વખતે પ્રબળ વિરોધ કરવાનું ડહાપણ બતાવ્યું નહિ. હિટલરે રાઇનલેંડનો કબ્જો લીધો ત્યારે ઇટલી એબીસીનીયામાં ગૂંચવાયું હતું. આ બંને દેશો સામે યુરોપની માનવતા ભાવિ ભયની ચેતવણી આપી રહી હતી. કોઇએ એ પ્રત્યે ગંભીર ધ્યાન આપ્યું નહિ. આખરે બે સરમુખત્યારો—હિટલર તથા મુસોલિનીએ હાથમાં હાથ મિલાવ્યા. લોકશાસનવાદી દેશોએ આ બધું જોયાજ કર્યું. તેમને ખબર નહોતી કે હિટલર તથા મુસોલિની યુરોપની આઝાદીની કબર ખોદી રહ્યા છે.

હિટલરે સ્પેનને પોતાની પડખે લેવા માટે જનરલ ફ્રાંકોને સાથમાં લઇને સ્પેનમાં આંતરવિગ્રહની આગ ફેલાવી. સ્પેનની પ્રજાસત્તાક સરકારની વહારે સ્ટેલીન દોડયો. જનરલ ફ્રાંકોની મદદે હિટલર તથા મુસોલિની ધાયા. અંદર અંદર ખૂનખાર જંગ જામ્યો. સ્પેનના રમણીય નગરો ભસ્મીભૂત થયા. નિર્દોષ સ્ત્રી—પુરૂષ બાળકો ઉપર બળતા બોમ્બગોળાની ચિતા ગોઠવાઇ ગઇ અને જનરલ ફ્રાંકો સ્પેનની ગાદી પચાવી પડયો. તે પણ સિતમનો સાફો બાંધી, દમનનો દંડ પકડી સ્પેનનો સરમુખત્યાર બન્યો.

સ્પેનના પ્રકરણના અંત પછી હિટલરે ઓસ્ટ્રિયા ઉપર આંખ ઠારી. ૧૯૩૪ ની સાલમાં પણ હિટલરે ઓસ્ટ્રિયા આંચકી લેવાનો પ્રયાસ કર્યો હતો અને એમાં એ ફાવ્યો નહોતો. ૧૯૩૮ ની તા. ૧૧ મી માર્ચે તેણે ઓસ્ટ્રિયાનો કબ્જો મેળવ્યો.

તે પછી તેણે ઝેકોસ્લોવેકિયામાં રહેતી જર્મન લઘુમતિ માટે આત્મનિર્ણયનો હક માગ્યો. તેણે એ માગણીનો અસ્વીકાર થાય તો ઝેકોસ્લોવેકિયા ઉપર આક્રમણ કરવાની ધમકી આપી પણ બ્રિટનની ચેમ્બરલેનની સરકારે હિટલરને નમતું આપ્યું. મ્યુનિચ કરાર થયા અને હિટલરે ૧૯૩૯ ની સાલમાં ઝેકોસ્લોવેકિયા પણ કબ્જે કર્યું.

ઝેકોસ્લોવેકિયાના બનાવે યુરોપમાં ખળભળાટ ફેલાવ્યો. હિટલરે પોત પ્રકાશ્યું. તે વિજેતાના ગર્વમાં ફુલાઇ ગયો. તેને ઝેકોસ્લોવેકિયામાંથી યુદ્ધની અખૂટ સામગ્રી મળી. તેના બળમાં ઉમેરો થયો.

જર્મનિએ ૧૯૩૯ ની તા૦ ૧ લી સપ્ટેમ્બરે પોલાંડ ઉપર આક્રમણ કર્યું. એ વર્ષની તા૦ ૩ જી સપ્ટેમ્બરે બ્રિટિશ તથા ફ્રેંચ સરકારે જર્મનિ સામે યુદ્ધની જાહેરાત કરી, અને ત્યારથી વિશ્વમાં યુદ્ધનો જ્વાળામુખી ફાટી નીકળ્યો છે.

તા૦ ૨૯ મી સપ્ટેમ્બરે પોલાંડના ટૂકડા કરી વહેંચી લેવા માટે રશિયા-જર્મનિ વચ્ચે કરાર થયા. આ કરારે-ઉંદર બિલાડીની મૈત્રીએ દુનિયાને ચકિત કરી નાખી.

૧૯૪૦ ની તા૦ ૯ મી એપ્રિલે જર્મન લશ્કર ડેન્માર્કમાં ઘૂસ્યું, પણ ડેન્માર્ક લડાઇ કર્યા વગરજ હિટલરના પગે પડયું. ડેન્માર્કમાંથી તેના લશ્કરે નોર્વે ઉપર પંજો માર્યો. અને તેમાં પણ તેને સફળતા મળી.

હિટલરને આગળ વધતો અટકાવવામાં ઇંગ્લંડની મી૦ ચેમ્બરલેનની સરકારની નબળાઇ સામે ઇંગ્લંડનો પ્રજામત ઉશ્કેરાઇ જતા તા૦ ૯ મીએ મી૦ ચેમ્બરલેને વડા પ્રધાનના ઓધ્ધાનું રાજીનામું આપ્યું અને તા૦ ૧૦ મી મેએ રાઇટ ઓનરેબલ વિન્સ્ટન ચર્ચિલ વડા પ્રધાન બન્યા. જગત આ સમાચાર સાંભળીને ઉલ્લાસમાં આવી ગયું હતું. આ અરસામાં હિટલરે લક્ષમબર્ગ, હોલંડ અને બેલ્જીયમ ઉપર આક્રમણ કર્યું, પણ હિટલરના ખૂની ધાડાં આગળ આ દેશો ટકી શકયા નહિ. તા૦ ૧૫ મી મેના દિવસે ડચ સેનાપતિએ તેના લશ્કરને લડાઇ બંધ કરવાનું ફરમાન કર્યું અને તેના બીજેજ દિવસે જર્મનો ફ્રાંસની અજીત ગણાતી મેજીનોની કિલ્લેબંધી તોડી ફ્રાંસની અંદર ઘુસી ગયા. તે દરમ્યાન બેલ્જીયમના રાજા લીયોપોલ્ડે બેલ્જીયમને દગો દીધો અને તે હિટલરને શરણે ગયો. આજે રાજા લીયોપોલ્ડ જર્મનિના યુદ્ધ કેદી તરીકે તેનું શેષ જીવન વિતાવી રહ્યો છે.

તા. ૧૭ મી જુને ફ્રાન્સના નવા મહાઅમાત્ય માર્શલ પેત્તેએ ફ્રાંસ વેચી ખાધું. તેમણે જર્મનિ સાથે યુધ્ધવિરામના કરાર કર્યા.

હિટલર સાથે તેનો સિતમગર સાથીદાર ઇટલીનો સરમુખત્યાર મુસોલિની પણ મળી ગયો. તે પછી તેની જમાતમાં જાપાન પણ જોડાયું અને ત્યાર પછીના બનાવો તો જગતની જીભ ઉપર રમી રહ્યા છે.

આજે જર્મનો એડોલ્ફ હિટલરને જર્મનિના તારણહાર તરીકે પુજે છે, જ્યારે દુનિયાના અન્ય રાષ્ટ્રો કે જેઓ સ્વતંત્રતા, શાંતિ, ન્યાય અને માનવહકને પ્રાણથી પણ અધિક પ્યારાં સમજે છે, તેઓ હિટલરને નરરાક્ષસ ગણી હડધૂત કરે છે.

હિટલરે યુધ્ધમાં ઉતરીને કેવા કેવા અપરાધો કર્યાં છે? નિર્દોષ સ્ત્રી પુરૂષોથી ભરેલી સ્ટીમરો ડુબાડી છે. ઉઘાડા નગરો ઉપર બોમગોળાના વરસાદ વરસાવ્યા છે. નિરપરાધી નારીઓને ગોળીથી ઠાર કર્યાં છે. પોલાંડ અને ઝેકોસ્લોવેકિયાનું નામનિશાન ભૂંસી નાખવા માટે તેણે ત્યાંની યુવાન પ્રજાને નપુંસક બનાવવા માટે તેમની નસોમાં છૂપું ઝેર દાખલ કર્યું છે. સત્યને દાબી રાખીને અનેક હડહડતા જુઠાણાં ફેલાવ્યાં છે.

હિટલર એ માનવસમાજની ગંદકી છે. જગતના ઉકરડામાંથી એ ગંદકી સાફ થશે ત્યારે જ માનવતાને સ્વચ્છ હવા મળશે.

---


Paradise Paradise
ROYAL BLUE
ROYAL
Paradise